# શ્રીશાંતિનાથ સ્તવનમ્.

( સુણો ચંદાજી શ્રીમંધર પરમાતમ પાસે જાજો,—એ દેશીમાં )

હો શાંતિપ્રભુ આ સંસારનો અસારનો પાર ન પાયો,
હો સાહેબજી ભવ ભવ ભમતા સેવક શરણે આયો;
હું ભમ્યો ભવ કોડાકોડી, બહિરાતમ વિષયમાં મન જોડી,
ધર્મ તણી વાતોને વખોડી હો શાંતિ૦ ॥૧॥
નિગોદ અનંતોકાલ રહ્યો, સૂક્ષમથી બાદર માંહિ ગયો;
પુઢવી દગ તેઉ વાઉ ભયો હો શાંતિ૦ ॥૨॥
બી તિ ચઉરિંદ્રિયમાં આયો, તિર્યંચ પંચેંદ્રિયમાં જાયો;
સુર ચાર નિકાયની ગતિ પાયો હો શાંતિ૦॥૩॥
ચઉદ રાજ લોકમાંહિ ભમિયો, યોની લાખ ચોરાસીમાં રમિયો;
નદીગોલના ન્યાયે અશુભ વમિયો હો શાંતિ૦ ॥૪॥
દશ દષ્ટાંતે દોહિલો ગાયો, તે માનુષ્યભવ માંહિ આયો;
પુન્ય પૂરવના અધિકે પાયો હો શાંતિ૦ ॥૫॥
ઇમ કીધા ફોગટ મેં ફેરા, ભેટયા નહિ ચરણ શ્રીજિન કેરા;
તેથી કાજ ન સિદ્ધ પ્રભુ મેરા હો શાંતિ૦ ॥૬॥
દુર્લભ પાયો આરજ દેશ, શ્રાવક કુલે જન્મ થયો ઇશ;
લહી સમ્યક્ શ્રદ્ધા લવ લેશ હો શાંતિ૦ ॥૭॥
પ્રભુ ચરણ કમલ પાયા તેરા, નમતા સવિ દુઃખ ગયા મેરા;
સ્વામી આપોને શિવ સુખની લે'રા હો શાંતિ૦ ॥૮॥
આજ આંગણે મુજ સુરતરૂ ફલિઆ, સૂરિ સહજ કલાનિધિ ગુરૂ મલિઆ;
મુનિ સાગરના સવિ ભય ટલિયા હો શાંતિ૦ ॥૯॥

---

## શ્રીકુંથુનાથ સ્તવનમ્.

( રે જીવ જિનધર્મ કીજીયે,—એ દેશીમાં )

પ્રેમે પ્રણમું પ્રહસમે, કુંથુ જિનેશ્વરરાય; સર્વ જીવ સુખ કારણે, પ્રગટયા પ્રભુ પાય, પ્રેમે૦ ॥૧॥ છ જીવના હિત કારણે, દાન સંવચ્છરી દીધ; શુદ્ધ સંજમ લેઇ કરી, પામ્યા કેવલ રિદ્ધ, પ્રેમે૦ ॥૨॥ ઘાતિ અઘાતિ કર્મ જે, કાલ અનાદિના સંગિ; તેહને દૂર કરી ગયા, ચઉદરાજને લંઘી, પ્રેમે૦ ॥૩॥ આતમ દરસણ ઉમહ્યો, વિરમ્યો ભવફંદ; કુંથુ જિનેશ્વર મુજ મિલ્યો, આનંદ કંદ અમંદ, પ્રેમે૦ ॥૪॥ વડતપગચ્છે દીપતો, શ્રીપાર્શ્વચંદ્ર સૂરીંદ; સહજ રાજેશ્વર સાહિબા, સાગરને સુખકંદ, પ્રેમે૦ ॥૫॥

---

## શ્રીમલ્લિનાથ સ્તવનમ્.

( તું પરમેશ્વર મેરો અજિતજિન તું પરમેશ્વર મેરો,—એ દેશીમાં )

સુખકારક પ્રભુ મલ્લિ જિનેશ્વર, સર્વજીવ હીતકારિ; ભોયણીગામે શ્રીજિનરાજે, ઉતમ નર ઉપગારિ; હો મલ્લિ જિન; તુમ નામે બલિહારિ, સેવકને સુખકારી હો મલ્લિ૦ ॥૧॥ મોહની મૂરત સુંદર સોહે, શીવસુખને દાતારિ; કોટિ રવિથી એ પ્રભુ દીપે, તેજે અધિકા ભારિ હો મલ્લિ૦ ॥૨॥ સુણી તીરથ હું દૂરથી આવ્યો, હર્ષ અધિક મન ધારિ; પ્રતિમા જોતા આનંદે મોહતા, પાપ તિમિર વિદારિ હો મલ્લિ૦ ॥૩॥ અર્જ કરૂં હું ઉભો બારે, મન ધારો બ્રહ્મચારિ; મિથ્યાત મોહ અંધકારે લીનો, હેતે કરો ભવપારી હો મલ્લિ૦ ॥૪॥ ભૂરસ ઉગણીશ મહા વદેરે, બુધ એકાદશિ સારી; ગુરૂરાજ શ્રી સહજ કલાનિધિ, સાગર સેવે વારંવારિ હો મલ્લિ૦ ॥૫॥

## શ્રીનેમિનાથ સ્તવનમ્.

( રાગ—ગજલ. )

જગ જીવકે તુમ ઉપગારી, નેમિનાથ જિન સુખાકારી; પ્રભુ નામકી જાઉં બલિહારી, અવિચલ સૌખ્ય કે દાતા ।।૧।। ભયે તુમ બાલ બ્રહ્મચારી, સંયમી સવી જીવ આધારી; ધારી ન રાજુલ મતિ નારી, અજબ હે પ્રભુકી બાતા ।।૨।। દે શીખ સંયમ ઉદ્ધારી, બનાયે શિવ લટકારી; તાર્યાં કેતાહિ નરનારી, ઉધારો મોહે જગ-ભ્રાતા ।।૩।। અચલ અવિનાશી અવિકારી, ભયે સવિ કર્મ વિદારી; નહી છોડું તેરી યારી, તુંહિ માતા તુંહિ ત્રાતા ।।૪।। બઠ તપગણ પટધારી, ભયે સૂરિ ભ્રાતૃ મનોહારી; ગુરૂ ચરણ સેવનાકારી, મુનિ સાગર ગુણ ગાતા ।।૫।।

---

## શ્રીપાર્શ્વ સ્તવનમ્.

( રૂષભ જિણંદ શું પ્રીતડી—એ દેશી. )

સ્વામી પાર્શ્વ જિણેસર વિનવું, મોરા સ્વામી હો તુમે પરમ દયાલકે; સરણ લીયો પ્રભુ તાહરો, નિજ સેવકની કરવી સંભાળકે. પાર્શ્વ० ૧ તુમ દરિશન વિના હું ભમ્યો. ભવરણમાં હો દુઃખ સહ્યા અનંત; જિન આણા નવિ ઓલખી, જેથી ન લહ્યો હો ચાર ગતિનો અંતકે. પાર્શ્વ० ૨।। મદ મમતા મનમાં વસી, સત્યતા નવિ હો ઉલસી ચિત્તમાય; જિન વાણી સુખકારિણી, નવિ જાણી હો દીયો જનમ ગુમાયકે, પાર્શ્વ०૩।। મદિરા[૧] વિષય[૨] કષાયમાં[૩], રમ્યો નિદ્રા[૪] હો વિકથા[૫] માંહિ નાથ; પંચ પ્રમાદ પાપે કરી, ઉચ્છેદ્યો હો સુરતરૂ નિજ હાથકે, પાર્શ્વ० ૪।। ચિંતામણી કામકુંભ સમો, અતિ દુર્લભ હો નર-ભવ છે પ્રસિદ્ધ; આગમમાં કહ્યું જિનવરે, તે પામી હો નવિ

લાવો લીધકે. પાર્શ્વ૦ પા આલસ[૧] મોહ[૨]અવજ્ઞા[૩] સ્તબ્ધ,[૪] ક્રોધ[૫] પ્રમાદ[૬] હો કૃપણ[૭] ભય[૮] શોક;[૯] અજ્ઞાન[૧૦] વિક્ષેપ[૧૧] કુતુહલે,[૧૨] રમણે[૧૩] રમી હો કર્યો જનમનો હોકકે. પાર્શ્વ. ૬ાા કાઠિયા તેર એ દુઃખકરા, ધર્મ-કાર્યમાં હો કરે બહુલી હાણ; એહના ફંદમાં હું ફસ્યો, પ્રભુ શું કહુ હો તુમે ચતુર સુજાણકે. પાર્શ્વ૦ ૭.। અધમ ઉદ્ધારણ તું ધણી, પાતકીનાં હો પાતક હરનાર; શરણાગત વચ્છલ પ્રભુ, મુઝ પાપીને હો ભવ પાર ઉતારકે. પાર્શ્વ૦૮ાા અશ્વસેન નૃપ કુલતિલો, વામા માતા હો નંદનજગ ભાણ; શ્યામ ઘનાઘન તનુ સોહે, નવ કર શત હો વર્ષાયુ પ્રમાણકે. પાર્શ્વ૦ ૯ાા વડતપગચ્છ નભ દિનમણી, જિનશાસને હો ઉત્તમ ગણધાર; સહજ શશિ રવિ સાહિબા, ગુણ સાગર હો પ્રભુ કર ભવપારકે. પાર્શ્વ૦ ૧૦ ાા

---

## શ્રી ફલવધિમંડન પાર્શ્વનાથ સ્તવનમ્.

( હો સાહેબ બાહુજિનેશ્વર વિનવું—એ દેશીમાં. )

હો સાહેબ ફલવધિમંડન પાસજી, દાસતણી અરદાસ હો; હો સાહેબ અવધારો આતમધણી, પૂરો હમારી આસ હો. હો સાહેબ, ( એ આંકણી ) ાા ૧ ાા હો સાહેબ ભવ નાટક નવ નવ વેસે, નાચ્યો અનંતિ વાર હો; હો સાહેબ અબ તુમ ચરણે આ-વિયો, રીઝી કરો ભવપાર હો. હો સાહેબ૦ ાા ૨ ાા હો સાહેબ દુઃખ અનંતા મેં સહ્યા, મુખથી તે ન કહાય હો; હો સાહેબ જ્ઞાન સ્વરૂપી જાણો તુમે, તુમ સહાયે દુઃખ જાય હો. હો સાહેબ૦ ાા ૩ ાા હો સાહેબ મરૂમંડલ સુરતરૂ સમો, સેવક જન સુખકાર હો; હો સાહેબ દીન હીન આધિનને, દ્યો સુખસંપત્તિ સાર હો.

હો સાહેબ૦ ॥ ૪ ॥ હો સાહેબ સહજ ગુણ ગણ સાગરૂ, પૂરણ કૃપાદાતાર હો; હો સાહેબ શાશ્વતી રાજશ્રી પામિયા, દેવ દયા ભંડાર હો. હો સાહેબ૦ ॥ ૫ ॥ હો સાહેબ સંવત ઓગણિસ સતોતેરે, જાત્રા કરી મનોહાર હો; હો સાહેબ પોષ વદિ દશમી દિને, દર્શને હર્ષ અપાર હો. હો સાહેબ૦ ॥ ૬ ॥ હો સાહેબ નાગપુરીય વડતપગચ્છે, જિન શાસન શૃંગાર હો; હો સાહેબ શ્રીભાતૃચંદ્રસૂરીશ્વર, કર ભવસાગર પાર હો. હો સાહેબ૦ ॥ ૭ ॥ ઇતિ.

---

## શ્રી જીરાવલા પાર્શ્વનાથ સ્તવનમ્.

( પદ્મપ્રભુ પ્રાણસે પ્યારા, મિટાદો કર્મકી ધારા—એ દેશીમાં )

જીરાવલા પાર્શ્વ મનોહારી, ભેટયા મેં આજ સુખકારી; મૂરતિ પ્રભુકી આણંદકારી, વંદે સુર અસુર નર નારી. જીરાવલા૦ ( એ આંકણી ) ॥ ૧ ॥ મહિયલ મહિમા અતિભારી, સુનિ આવ્યો હું ચિત્તધારી; દીજીયે દર્શ દાતારી, સેવક અપનોહિ અવધારી. જીરાવલા૦ ॥ ૨ ॥ ભમ્યો ભવ ભ્રાંતિમેં ભારી, સહ્યાં દુઃખ મેં વારંવારી; કરો અબ નાથ સાધારી, વિપત્ સવિ દૂર વિદારી. જીરાવલા૦ ॥ ૩ ॥ કૃપાલુ દેવ ઉપગારી, કરી મેં આપકી યારી; દિજે પ્રભુ વિઘ્ન સબ વારી, શિવ સુખ સંપતિ સારી. જીરાવલા૦ ॥ ૪ ॥ વિક્રમ ઉન્નિશ સતોતરારી, મહા વદિ દ્વાદશી સારી; સહજરાજેશ્વર તારી, ભવ સાગર કરો પારી. જીરાવલા૦ ॥ ૫ ॥ઇતિ

---

## શ્રીપાર્શ્વનાથ સ્તવનમ્.

( પ્રથમ જિણેશ્વર પ્રણમીએ,—એ દેશીમાં )

પ્રેમે પ્રણમું પ્રહસમે, પાર્શ્વજિનેશ્વર રાય; દુષ્ટ કમઠ શઠ હઠ હણ્યો વેગથી જેણે પ્રભુ, પૂજું તેહના પાય, પ્રેમે૦ ॥ ૧ ॥ જ્વલને બલતો નિવારીને, નવકાર મંત્ર સુણાય; સુધાવૃષ્ટિ કૃપાદૃષ્ટિયે કરી નિરખતાં, અહિ અહીશ્વર થાય, પ્રેમે૦ ॥ ૨ ॥ દીન દયાનીધિ દેવએ, જગદુદ્ધારણ વીર; સુરતરૂ સુરમણી સુરગવી અધિકે ઓલખો, સુરગિરિ સમવડ ધીર, પ્રેમે૦ ॥ ૩ ॥ સેવક શરણે આવિઓ. પૂરો મનનીરે આશ; ભવદવ તાપ ત્રિવિધથી મુક્ત કરી પ્રભુ, રાખો તુમારીરે પાસ, પ્રેમે૦ ॥ ૪ ॥ સામલા નવપલ્લવ પ્રભુ, શ્રીશંખેશ્વર રાય; સહજ કલાનિધિ સાહેબ ગુરૂ સાનિધે કરી, સાગર પ્રભુ ગુણ ગાય, પ્રેમે૦ ॥ ૫ ॥

---

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

( જગજીવન જગવાલહો એ—દેશીમાં )

ચરમ જિનેશ્વર વીરજી, સેવકની અરદાસ લાલરે; સાંભલી સફલ કરો પ્રભુ, જેથી છુટે ભવ પાસ લાલરે, ચરમ૦ ॥ ૧ ॥ ભવ ભમતા મેં દેખાયા, તુમ વિના દેવ અપાર લાલરે; તે તો ભવબંધમાં પડયા, કોણ છોડાવણ હાર લાલરે, ચરમ૦ ॥ ૨ ॥ શુભ પુન્યે હું પામિયો, જહાઝ સમો જિનરાય લાલરે; કૃપાદૃષ્ટિ કરીને પ્રભુ, મેટો કરમ અપાય લાલરે, ચરમ૦ ॥ ૩ ॥ તુમ વિના ઔર મોહે નહી, અવર વસિલો કોય લાલરે; વિનતિ પ્રભુ એ માહરી, ચિત્તમે ધરજો સોય લાલરે, ચરમ૦ ॥ ૪ ॥ વડતપ ગચ્છ દીપતો, શ્રીપાર્શ્વચંદ્રસૂરીંદ લાલરે; સહજ કલાનિધિ સાહિબા; સાગરને દો આનંદ લાલરે, ચરમ૦ ॥ ૫ ॥

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

(મારગ દેશક મોક્ષનોરે, એ—દેશી.)

પ્રેમે પ્રણમું પ્રહસમેરે, ચરમ જિનેશ્વર ઈશ; જેહનું શાસન ઝગમગેરે, વરસ સહસ એકવીસ; રે વીર પ્રભુ વિનતી, અવધારો મહારાજરે ધર્મશાસન પતિ ( આંકણી ) ॥ ૧ ॥ સત્ય પ્રરૂપક થોડલારે, તુજ શાસન રખવાલ; ગડરી મારગ અનુસર્યારે, ગ્રહી મતિ આળપંપાળ. રે વીર૦ ॥ ૨ ॥ નિજ નિજ મત આગળ કરીરે, છંડી સૂત્ર વિચાર; જિન વાણી મન જાણીનેરે; વિરલા પાલે આચાર રે વીર૦ ॥ ૩ ॥ આગમ અર્થને ઓલવી રે, છદ્મ-મથ ભાવિત જેહ; તેહની પુંઠે જે પડયારે, કિમ કરશે ભવ છેહ. રે વીર૦ ॥ ૪ ॥ તુજ મારગ હરસાવતાંરે, દ્વેષ ધરે દિલ માંય; જગતારક જિનરાજજીરે, કિણુવિધ કારજ થાય. રે વીર૦ ॥ ૫ ॥ હિતકારક નવિ ઓલખેરે, મિથ્યા કરે રે વિવાદ; ગચ્છ કદાગ્રહમાં ફસ્યારે, ધરે માંહોમાંહે વિષાદ. રે વીર૦ ॥ ૬ ॥ એવા આ દુષમ સમેરે, શ્રીજિન ચરણ આધાર; શરણાગત વચ્છલ ધણીરે, કર પ્રભુ મોરી સાર. રે વીર૦ ॥ ૭ ॥ જંગમ સુરપાદપ સમોરે, સુવિહિત પાર્શ્વસૂરીશ; શ્રીસહજકલાનિધિ તારજોરે, કહે સાગર જગદીશ. રે વીર૦ ॥ ૮ ॥

---

## પર્યુષણાપર્વગર્ભિત શ્રીમહાવીર સ્તવનમ્.

( તેંજે તરણીથી વડોરે,—એ દેશીમાં. )

પૂરવ પુન્ય સંયોગથીરે, પામી નરભવ સાર;
ચલ ચિત્ત થીરતાથેં કહ્યોરે, આલંબન અધિકાર હો જિનજી ॥૧॥
આજ આનંદ અતિ ઘણોરે, સંઘ સકલ સોહામણોરે, વંદેશ્રીવીરજિણંદ;

પર્વ પજ્જુસણ સેવતાંરે, અમને પરમાનંદ, હો જિનજી. આજ૦॥૨॥
આષાઢી પૂનમ થકીરે, પચાસ દિન પર્વરાજ;
જગત જંતુ હીત કારણેરે, ફરમાવો મહારાજ, હો જિનજી. આજ૦॥૩॥
ભાદરવા સુદિ પંચમીરે, વાર્ષિક પર્વ ઉદાર;
તિણદિન ચૈત્ય જુહારવારે, આપ પ્રકાશો શ્રીકાર, હો જિનજી.આજ૦॥૪॥
યોગ્ય ખેત્રના અભાવથી મુનિ, વૃક્ષ હેઠે કરે ઠાણ;
પંચમીદિન ન ઉલંઘવોરે, આપશ્રીની એ આણ, હો જિનજી.આજ૦॥૫॥
જેમ અરિહંત તેમ ગણધરરે, સેવે સૂરિ ઉવજ્ઝાય;
મુનિ સવિ સંઘને આપનોરે, શાસન છે સુખદાય, હો જિનજી.આજ૦॥૬॥
શ્રીકલ્પસૂત્રની વાંચનારે, સુણિયે થઇ સાવધાન;
ગુરૂભક્તિ ચિત્તમાં ધરીરે, આપશ્રીનો ફરમાન, હો જિનજી.આજ૦॥૭॥
અવિચલ શાસન તાહરોરે, વરતે છે જયવંત;
ત્રિશલાનંદન વીરજીરે, મહિયલે મહિમાવંત, હો જિનજી. આજ૦॥૮॥
શ્રીપર્વ પંચમી પામીનેરે, ઉદયન ખમ્યો રાજન;
તેમ ખમિ ભવ્ય ખમાવિયે ઇતિ, આપ કરાવો ભાન, હોજિનજી.આજ૦॥૯॥
તુમ આણા શુદ્ધ આરાધીરે, સેવંતા સુખકાર;
જગગુરૂ સહજ કલાનિધિરે, કર ભવસાગર પાર, હોજિનજી.આજ૦॥૧૦॥

---

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

( તુ પરમેશ્વર મેરા અજિતજિન,—એ દેશીમાં. )

તુમ દરિસનકું આયો હો વીર પ્રભુ. તુમ દરિસનકું આયો (આંકણી)
મૂરતિ જોતાં મન ઉલસાયો, હૃદયકમલ વિકસાયો;
સમ સ્વભાવ આતમ ગુણ પાયો, ચરણ કમલ મન ભાયો હો વીર૦॥૧॥
વિપત્તિ વિદારણ ભવિજનકેરી, જગમેં જબર કહાયો;

સેવક ભવદુખ દારો સાહિબ, અરજ કરનકું આયો હો વીર૦ ॥૨॥
જ્ઞાનાનંદી શીવતરૂ કંદી, અનંતગુણે કરી છાયો;
શ્રીસહજ કલાનિધિ ચરણકે સેવક, સાગરચંદ્ર ગુણ ગાયો હો વીર૦ ॥૩॥

---

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

( ભરતની પાટે ભૂપતિરે,—એ દેશીમાં. )

પ્રેમે પ્રણમું પ્રહસમેરે, વીર જિનેશ્વરરાય સલુણે;
મહિમા સાગર ગુણનિધિરે, સેવે સુર નર પાય સલુણે. પ્રેમે૦ ॥૧॥
સેવાના ફલ રૂયડારે, ભાખે શ્રીજિનરાય સલુણે;
સાંભળતાં સુખ ઉપજેરે, હૃદયકમલ વિકસાય સલુણે. પ્રેમે૦ ॥૨॥
મૂરતી પ્રભુકી દીપતીરે, નિરખંતા સુખકાર સલુણે;
વંદતા વાંછિત દાયિનીરે, ભાવત ભાવાકાર સલુણે. પ્રેમે૦ ॥૩॥
દરિસણે ભાન મિથ્યા ટલેરે, દરિસનથી ઉર જ્ઞાન સલુણે;
દરિસનથી સુખ સંપદારે, દરિસન મુક્તિ નિદાન સલુણે. પ્રેમે૦ ॥૪॥
પ્રભુજીતો સિદ્ધમે રહેરે, ધ્યાવું હૃદય મઝાર સલુણે;
સેવક સાર કરો ધણીરે, જેમ પામું ભવપાર સલુણે. પ્રેમે૦ ॥૫॥
સરણાગત સાધાર છોરે, પતિત પાવન દેવ સલુણે;
કૃપાનિધિ જગ બાંધવારે, ભાવે કરૂ હું સેવ સલુણે. પ્રેમે૦ ॥૬॥
નાગપુરીય તપગચ્છ ધણીરે, સુવિહિત પાર્શ્વસૂરીંદ્ર સલુણે;
શ્રી સહજ રાજેશ્વર તારજોરે, કહે મુનિ સાગરચંદ્ર સલુણે. પ્રેમે૦ ॥૭॥

---

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

( રે જીવ જિનધર્મ કીજીયે,—એ દેશીમાં, )

ભાવે ભેટયા વીરજિન, ઘાણાજી મહારાજ;
સુખસંપતિ ઘટમે હુઈ, સિધા સઘલા કાજ. ભાવે૦ ॥૧॥

દૂર દેશાંતરથી પ્રભુ, આવ્યો દરિસન કાજ;
મૂરતિ જોતાં પ્રભુ તણી, થાક ગયો સવિ આજ. ભાવે૦ ॥૨॥
જીવત સ્વામી જગતમાં, બીરૂદ વહે જિનરાય;
તે પ્રગટપણે પેખતાં, હિયડે હરખ ન માય. ભાવે૦ ॥૩॥
ધ્યાન સ્વરૂપી મૂરતિ, નિરવિકાર સુખકંદ;
શાંત સ્વરૂપ પદ્માસની, ટાલે ભવજલ ફંદ. ભાવે૦ ॥૪॥
સત્ચિત્ત આનંદમઈ સદા, સહજ કલાનિધાન;
મુનિ સાગરચંદને પ્રભુ, આપો અવિચલ સ્થાન. ભાવે૦ ॥૫॥

---

## શ્રીમહાવીરસ્વામી સ્તવનમ્.

( તું પરમેશ્વર મેરા અજિત,—એ દેશીમાં. )

અબ મોહે પાર ઉતારો હો વીર પ્રભુ, અબ૦ (આંકણી)
તુમ દરિશનસે દુરગતિ નાશે, પાંવે સુખ શ્રીકારો હો વીર૦ ॥૧॥
લાખ ચોરાસી જોનીમેં નાચ્યો, નાટક વિવિધ પ્રકારો;
દુઃખ ભરપૂર સંસાર સમુદ્રકો, હજુ ન આયો આરો હો વીર૦ ॥૨॥
તારક બિરૂદ ધરો તુમ સ્વામી, શરણ લહ્યો મેં તુમારો;
સમરથ દાતા દીન દયાનિધિ, વિનતિ દિલ અવધારો; હો વીર૦ ॥૩॥
તુમ બિન ઔર દેવ નહિ ધ્યાઉં, પ્રભુ મેરા યહ નિરધારો;
તુમ ગુન માચું શિવ સુખ સાચું, યાચું જગદાધારો હો વીર૦ ॥૪॥
સહજ કલાનિધિ સમરથ સાહિબ, શાસનપતિ સુખકારો;
સેવક સાગરકો પ્રભુ દીજે, મોક્ષગઢ મનોહારો. હો વીર૦ ॥૫॥

---

# મહામહોપાધ્યાય શ્રીપ્રેમચંદજીકૃત
# ચતુર્વિંશતિજિન સ્તવનમ્.

## શ્રીરૂષભજિનસ્તવનમ્.

( બારે બલદાં હલ વહે સૂડકરે સિકદાર, મારો મન લાગો રાજ જાટણી,—એ દેશીમાં. )

રૂષભ વૃષભ લંછણ પગે, આપે સુખ ભરપૂર;
લાગ્યો મન મારો રાજ પ્રભુ ચરણે૦ (આંકણી૦)
દરસણ દેખણ આઇયો, સાહિબ તુમચો નૂર. લા૦ ॥૧॥
ભેટંતાં ભવભય ટળ્યા, મોટા મનોરથ સિદ્ધ; લા૦
મો હિયડો તુઝથી રહ્યો, મુહ માંગ્યા સુખ દિદ્ધ. લા૦ ॥૨॥
નાભિ નરિંદનો વાલ હો, મરૂદેવીનો પૂત; લા૦
મોહાદિક કર્મ પૂજના, દૂર કરણ અવધૂત. લા૦ ॥૩॥
માહરા મનમેં તૂં વસૈ, મન નહી તુમનેં હાય; લા૦
કરવો એમ તુમ નવિ ઘટૈ, કરવો છૈ સુખ ભાય. લા૦ ॥૪॥
અનંત ચતુષ્ટયના ધણી, સાસત સુખની સાજ; લા૦
પ્રેમચંદ એમ વીનવૈ, સુખ દેજ્યો સિવરાજ. લા૦ ॥૫॥

---

## શ્રીઅજિતનાથ જિનસ્તવનમ્.

( રહો કટોરે ચૂરમો,—એ દેશીમાં. )

અજિત જિણંદ જુહારતાં, પ્રગટયો પરમાણંદ હો; સાહિબા હો૦
તાત્વિક ચૈતન ધારકૂ, સબ પરિણતિના કંદ હો. ॥૧॥ સા૦

પાયો દરસણુ સાહિબા, એ આંકણી૦
જ્ઞાતા કરતા ભોગતા, દાતા પરમ દયાલ હો; સા૦
પરમાતમ ગુણુ ગણુ રતા, જ્ઞાનતરંગ વિસાલ હો. સા૦ ॥૨॥ પા૦
રાચી શાસ્વત પદ તણો, ધામી ધરમ અપાર હો. સા૦
નાંમી આતમ ગુણુ તણા, અંતરજામી આધાર હો. સા૦ ॥૩॥ પા૦
ભુવન વિભાવન ભાસના, ભવના ભાવા ભાસ હો; સા૦
નિરાગી આત્મ પરત્વના, રાગી આત્મપ્રકાસ હો. સા૦ ॥૪॥ પા૦
ગત કામી ગામી મુકિતના, વામી જગત વિલાસ હો; સા૦
શિવસુખ પ્રેમ રસેં રમો, ભવભવ દરસણુ તાસ હો. સા૦ ॥૫॥ પા૦

---

## શ્રીસંભવનાથ જિનસ્તવનમ્.

( રાગ વેલાઉલ. )

સંભવનાથ કૃપા કરો, સંતાં સાધારો; જાંણી સેવક આપરો, ભવજલનિધિ તારો ॥૧॥ સં૦ મોહની મૂરતિ સોહની, નિજ વંસ ઉજારો; સેવતાં સાચૈ મને, પૂરણુ સુખકારો ॥૨॥ સં૦ ઉજ્જલ દીસત મુખકલા, ગલ મોતિન હારો; પ્રેમચંદ કર જોડીનેં, માંગે સુખસારો ॥૩॥ સં૦

---

## શ્રીઅભિનંદનનાથ જિનસ્તવનમ્.

( રાગ વેલાઉલ. )

અભિનંદન જિન સેવતેં, પાઈ સુખસાતા;
પાપતિમિર જાતા રહ્યા, ફલવંછિત દાતા ॥૧॥ અ૦
આજ મનોરથ સબ ફલ્યા, ભયા કર્મના ઘાતા;
જગનાયક જન તારકૂ, પ્રભુ વિશ્વ વિખ્યાતા ॥૨॥ અ૦

ચિદાનંદ ચેતનમયી, અનુભવ રસજ્ઞાતા;
પ્રેમચંદ વંદત સદા, સરણાંગત ત્રાતા ॥૩॥ અ૦

## શ્રીસુમતિનાથ જિનસ્તવનમ્.

( રાગ વિભાસ )

સમરો શ્રીજિન સુમતિ સદાઇ, તાઘર મંગલ નિત નિત હોઇ ભાઇ; પય પંકજ પ્રણુમત નર તેરે, તે પાવત સિવસુખ સુખતાઈ. ॥૧॥ સ૦ તેરે નામ મંત્રકી મહિમા, મંદ બુદ્ધિ મો પૈં વરની ન જાઈ; જો મન કીને સો જન તારે, વાતનિ ઇનકા નહિ અધિકાઇ. ॥૨॥ સ૦ વિપતિ હરન કારન સંપતિકો, અઘવારન તૂં હૈ સુખદાઈ; પ્રેમચંદ મુનિ તેરો.સેવક, માંનો વીનતિ એ વરદાઇ ॥૩॥ સ૦

## શ્રીપદ્મપ્રભજિન સ્તવનમ્.

( માલણિ લ્યાઈ કુસડાજી કાંઇ ફુલમદ લ્યાવૈરે કલાલ,—એ દેશીમાં. )

પદમપ્રભ પય પૂજતાજી કાંઇ, જનમ હુયો સુપ્રમાણ; જગ ગુરૂ સફલ ફલી મારી કામનાજી, કાંઇ ત્રિજગ તણા દેવાંણ ॥૧॥ જ૦ જગનાયક જિન વંદિયે—એ આંકણી૦ જેહને પુણ્ય પોતે હુવૈજી, કાંઇ દેખે તુઝ મુખચંદ; જ૦ નામ જપે વાલા તાહરોજી, કાંઇ તેહ ગમે દુખદંદ જ૦ ॥૨॥ જ૦ મુઝ હિયડો ચાહે ઘણોજી, કાંઇ તોસું કરણ મિલાપ; જ૦ રાજ મનૈં કરૂણા નહીજી, કાંઇ કિમ કર કરૂં આલાપ જ૦ ॥૩॥ જ૦ સેવંતાં ઘણ દિણ હુયાજી, કાંઇ હિવેતો સનમુખ દેખ; જ૦ હૃદય લગાવો વાલા મુજ ભણીજી, કાંઇ ભાગ્ય તણે ભલે લેખ જ૦ ॥૪॥ જ૦ હાંજી મોટા

હોઇ જીકે કરેજી, કાંઈ સેવકની પ્રતિપાલ; જ૦ અંતરગતિના સાહિબાજી, કાંઈ કરૂણાધર કૃપાલ જ૦ ॥૫॥ જ૦ અલખ અગોચર જિનપતિજી, કાંઇ અરજ સુણો મહારાજ; જ૦ પ્રેમચંદ પભણે સદાજી, કાંઇ સમર્પો સિવ સુખ રાજ જ૦ ॥૬॥ જ૦

---

## શ્રીસુપાર્શ્વનાથજિન સ્તવનમ્.

હાંરે વારી પૂજ્યાવે વારી પૂજ્યાવે, હરિહર બ્રહ્મ સેનાની સૂરજ, નહી કછુ અનુભવ પાયા;

ભલાવે વારી નહી કછુ અનુભવ લાયા. હાં૦ એ આંકણી.

સુપાર્શ્વ મૂરતિમેં મન ધર પૂજત પરમાનંદ પદ પાયા. પૂ૦॥૧॥

જિન દરસન તે વે હરખિત, હોવત સમકિત ભવિજન ભાયા. પૂ૦॥૨॥

પ્રેમચંદ પ્રભુ તુમ્હારે ચરણ કમલકી, મન મધુકર ઝર લ્યાયા પૂ૦॥૩॥

---

## શ્રીચંદ્રપ્રભુજિન સ્તવનમ્.

(ઉંચી ચઢું તો કમર દુખે રાજ દોય પગ સામા આવેરે ધણરાઢોલા થાં પરિ વારીરે મેવાડા હિંદૂ)

શ્રીચંદ્રપ્રભ પય પ્રણમીજે,

નરભવ લાહો લીજેરે; મોહનગારા. પ્રાણધારારે પિયારા પ્રભુજી, સેવકને સુખ દીજેજી, જ્ઞાન સુધારસ પીજેરે ॥ ૧ ॥ મોહન૦ જાણગ વીગત વાતાં ઘાતાં, ભોલપણે કહ દાખુંરે; મો૦ આતમ ગુણનો દરિયો ભરિયો, રસનાથી કિમ ભાખુંરે. મો૦ ॥ ૨॥ દેવ અનેકજ દેખ્યા નયણે, પરમ પ્રતીતિ છે તાહરીરે; મો૦ આતમરામની વિકરણતાયે, વસકર લીની મતિ માહરીરે. મો૦ ॥ ૩ ॥ આપ્તાગમની શુદ્ધ શ્રદ્ધાને, ભવદધિ અતરજ તરિયૈરે;

મો૦ ધન જન ભવ્ય ઇણે કલિકાલૈ, મુક્તિ રમા વર વરિયૈરે. મો૦ ॥૪॥ ચિદાનંદદાતા જો મુઝ આપો, તો જાણે કરૂણા કીનીરે, મો૦ પ્રેમચંદ મુનિની અરદાસત; ચિતડે ધારણ કીનીરે. મો૦ ॥ ૫ ॥

---

## શ્રીસુવિધિનાથજિન સ્તવનમ્.

( રાગ વિભાસ. )

શ્રીજિન નામ જપોરે ભાઇ, નામ લિયેં ભવ ભય મિટ જાઈ; મુગતિ પંથનકો કારન એહી, કહત સવૈ નર કુચિત લાઇ. ॥૧॥ શ્રી૦ સબૈ ઔરકી આસા નિરાસા, તેરી આસા પરમ સહાઇ; રાગાદિક વૈરી જીતનકું, તુમરૈ તો પ્રભુ કઠિન હઠાઇ ॥ ૨ ॥ શ્રી૦ સુવિધિનાથ વિધિ સોનિત ધ્યાવો, ગાવો ગુણ ગણ મહાવર દાઈ; પ્રેમચંદ મુનિ અરજ કરત હૈ, દરસન કી અતિહૈ સરસાઇ. ॥ ૩ ॥ શ્રી૦

---

## શ્રીશીતલનાથજિન સ્તવનમ્.

( છેડોનાજી. એ દેશી. )

શીતલનાથ સું પ્રીતિ જ મંડી, આપણ છો નિરાગી; એહ બિરૂદ તો કેમ નિર્ભેલો, હું છું બહુલો રાગી ॥૧॥ પ્રભુજી નયણે દેખો. આંકણી૦ મમતા માયા દૂર તજીને, સમતા ચિત્ત મિલાંણી; વિમલ જ્ઞાનની સંપદ પાંમી, રામા મુક્તિ મિલાંણી ॥ ૨ ॥ પ્ર૦ શીતલ ગુણના સહજે દાયક, સોવન વરણ તનમાંહી; પ્રેમચંદ કરજોડી વંદે, ભવસંકટ મિટ જાહી ॥ ૩ ॥ પ્ર૦

---

## શ્રીશ્રેયાંસનાથજિન સ્તવનમ્.

( લીંગાહંદો બંગલો છવાય દે.—એ દેશી )

દરસાય દે રે દયાનિધિ દયાલરાય, ધન દિન ધન ઘડી આહીરે.
આંકણી૦ શ્રેયાંસનાથ શ્રેયંકરૂજીવાલા, સરણાગત સાધાર, ધન૦
જનમ મરણ સંકટ ટલ્યાજી, વાલા ભવતટ પાર ઉતાર. ॥૧॥
ધન૦ સરણ ગ્રહ્યા છે રાજરોજી, વાલા કર માહરી પ્રતિપાલ; ધન૦
સ્વામી હું સેવક રાજરોજી, વાલા દયા ધરો દયાપાલ ॥૨॥ધન૦
સમરે ગજ રેવા નદીજી, વાલા ચાતક જલધર જેમ; ધન૦
વચ્છ સમરે નિત સુરભિનેજી, વાલા સમરે મુજ મન એમ. ॥૩॥ ધન૦
દેખ્યો દરસણ પ્રભુ તણોજી, વાલા સીતલતા સબ અંગ; ધન૦
મોહ તિમિર ભાગે ગયાજી, વાલા ઉદયો જ્ઞાન તરંગ. ॥૪॥ ધન૦
મન માંન્યા મોટા મિલ્યાજી, વાલા મહામતિ મહિમાવંત; ધન૦
પ્રેમચંદ મુનિ મજ્જનેંજી, વાલા કરો સદા ગુણવંત ॥૫॥ ધન૦

---

## શ્રીવાસુપૂજ્યજિન સ્તવનમ્.

( ગંગલી નાયણ—એ દેશી. )

વરદાયક વાસુપૂજ્યજી સોભાગી હે; કરો સદા જયકાર; સો૦
સમ વિષમાં ધરા નવિ ગણે, સો૦ વરષત અમૃતધાર સો૦
॥૧॥ ધ્યાતા ધ્યેય પણે વહે, સો૦ ધ્યેય ધર્મ આવંત સો૦
સંશય એ નહિ વાતમેં, સો૦ એમ કહે આગમવંત. સો૦ ॥૨॥
દેવ ઘણા ઈણ જગ અછે, સો૦ દીઠાં નાવે દાય; સો૦ ચાલ ગ્રહી
જગ ગુરૂ તણી સો૦ ભવજલ પાર નિભાય સો૦ ॥૩॥ દાસ
ઘણા તોરે મુઝ સમા, સો૦ એમ જાણી ભૂલો કાંઇ; સો૦ ચેતન-
મય તુમ્હ દેખતાં, સો૦ દુખ દોહગ મિટ જાંઇ. સો૦ ॥૪॥ તુજ

સમ વડ સુખ ઉપમા, સો૦ નહિ દીસે જિનરાજ; સો૦ મન માન્યો પ્રેમચંદને, સો૦ સુખ દેજો મહારાજ. સો૦ ॥૫॥

---

## શ્રીવિમલનાથજિન સ્તવનમ્.

( પાડોસણુરા ગીતરી. દેશી. )

થાંરો દરસણ પ્યારો લાગે હો, વિમલજિન દરસણ લાગે હો. ॥દ૦; સાહિબ મ્હાંને સુખકરૂ, તૂં તો અચલ નગરનો રાંણો હો. વિમલ૦ ભલ ભલ સેવ્યાંહો ભ૦ સેવક મોજા આપણો. ॥૧॥ થાં૦ (એ આંકણી) હું તો નામ તુમ્હારો ધ્યાવું હો. વિ૦ પાતક મ્હારાહો, પા૦ તૂં છે સહી કાપણો. ॥૨॥ થા૦ થારો અચલ અનાદિ પદ વાસો હો, વિ૦ મહિર કરીને હો, મ૦ મૂરતિ સેવક દીજિયે. ॥૩॥ થા૦ હું તો દેવ સત્તા તુમ્હ જાણું હો, વિ૦ દેવ અનેરાહો; દે૦ મ્હાંરે હિયે ન વસીજિયે ॥૪॥ થાં૦ હું તો જગનાયક તુમ્હ દાખું હો, વિ૦ પરમ પુરૂષની હો. પ૦ આણા હું સિર ધરૂ ॥ ૫ ॥ થાં૦ હું તો અતિઘણું પેમે ગુણ ગાઉં હો, વિ૦ સાચું જાચું હો, સા૦ સાહિબ સિવ સુખ વરૂ ॥ ૬ ॥ થાં૦

---

## શ્રીઅનંતનાથજિન સ્તવનમ્.

( મિસર કાચર જેછી—એ દેશી )

અનંતનાથ ભગવાનહે. ગુણ અનંત ભંડાર;
સમરે જે જન ઇણ જગે, તે પાંમે ભવપાર ॥૧॥
હાંરે તૂં તો ભજ ભજ ભજ ભગવંત, સંતન સુખકારી. આંકણી૦
નામ તિહારો ધ્યાવતાં, તે પામે સુખસાર,

કરૂણાકર કરૂણા કરો, સુખકર જગ આધાર ॥૨॥ હાંરે૦
ભકિત મુકિત ભગવંતની, કરો સદા ચિત્ત લાય;
એક ચિત્ત ગુણ ગાવતાં, હિયડો સીતલ થાય ॥૩॥ હાંરે૦
સાસન માંને જિનતણી, વાસન જગ નહી જાંણ;
દાસ નહી તે જન તણા; જીવન તિણાં પ્રમાણ. ॥૪॥ હાંરે૦
જિનનો દરસન જે કરે, તેહ ને જન દરસંત
નિત્ય મુકિત નગરી તણા, સુખ સમુહ વિલસંત ॥૫॥ હાંરે૦
પ્રેમચંદ કરજોડિને, કહે સદા સુખચિત;
ભવ ભવ દર્શન દેવજ્યો, મંગલકર નિત નિત ॥૬॥ હાંરે૦

---

## શ્રીધર્મનાથજિન સ્તવનમ્.

( જંબૂસામી પૂછિયોજી-એ દેશી )

ધર્મ ધુરા છે ધર્મનીજી, એ જગ સાચું નામ;
નિગે કરે જો ધર્મનીજી, ધર્મતણો એ ઠામ. ॥ ૧ ॥
પ્રભુની મહિમા મોટી જાણ, એ આંકણી૦
શુદ્ધ ખજાનો અતિ ઘણોજી, દેવો અવિહડ મુજ્જ;
અંતરજામી નવિ ઘટેજી, કહેવો સુખથી તુજ્જ ॥ ૨ ॥ પ્ર૦
ધ્યાન ધરંતા ભેદથીજી, કરો અભેદ પ્રકાર;
વિલસિત એ છે ધર્મનોજી, ન લહ્યો અનેક વિચાર ॥૩॥ પ્ર૦
મનડો અમ્હારો થિર ન છેજી, તે આંણો થિર થાંન;
સગાદિક દૂરે કરોજી, પ્રગટ કરો નિજ વાંન ॥૪॥ પ્ર૦
ગુણ કહતાં જિન ધર્મનાજી, આવે કિણ વિધ પાર;
પ્રેમચંદને મુકિતનોજી, દેજ્યો સુખ ઉદાર ॥ ૫ ॥ પ્ર૦

---

## શ્રીશાંતિનાથજિન સ્તવનમ્.

( ગિરવારે ગુણ તુમ્હ તણા—દેશી )

મોહ્યો મો મન તુમ્હ ગુણે, શ્રી શાંતિનાથ જિણરાયારે;
મહિર કરો મો ઊપરે, લાગું લુલિ લુલિ પાયારે ॥૧॥ મો૦
તુમ્હ નામામૃત વેલડી; મ્હેં પીધી નિરધારોરે;
ભવભવ સંકટ ટાલજ્યો, પાતક દૂર નિવારોરે ॥૨॥ મો૦
સેવક જાણી આપણો, તો કર ક્યૂં ન સંવાહોરે;
તારોજી ત્રિભુવન ધણી; તારક સાચ કહાવોરે. ॥ ૩ ॥ મો૦
તુમ્હ મુખ ચંદ્રજ દેખતાં, મુજ થાયે ઉલ્લાસોરે;
મો મુખ એકજ જીભડી, કહ ન સકુંજસ તાસોરે. ॥૪॥ મો૦
શાંતિકરણ તૂં સાહિબા, સેવકને સુખદાતારે;
પ્રેમચંદને આપજ્યો, અવિચલ સુખની સાતારે ॥૫॥ મો૦

---

## શ્રીકુંથુનાથજિન સ્તવનમ્.

( રાગ વેલાઉલ. )

કુંથુ દરસણ મુજ ચાવ હૈ, દ્યો ક્યું નહિ મોકું,
પતિત ઉધારન આપ હો, તારો નહી સોકું ॥૧॥ કું૦
બહુતી મહિમા આપકી, વરનુંકહાંલું તોકું;
તારણ તરણ જિહાજહો, ભવજલ નિધિ રોકું. ॥૨॥ કું૦
અરજ યહૈ પ્રેમચંદકી; ગતિ આગતિ ષોકું;
અંતરજામી આપહો, જાહો સબલોકું ॥૩॥ કું૦

---

## શ્રીઅરનાથજિન સ્તવનમ્.

( શ્રી સંખેશ્વર પાસજિણેસર ભેટિયે—એ દેશી. )

મંગલકર અરનાથ નમો નિત ભાવસ્યું, મયા કરો મહારાજ દયા

કરો દાસસ્યું; ભવ ભવ તુમ્હ પય સેવ દેવ દેજ્યો મુજ સેવના, અવધારો અરદાસ સફલ કરો આસના ॥૧॥ માહરૈં તુંહીજ દેવ અવર સિર નહી ધરૂં, ગતિ વળી આગતિચાર ભવોદધિ હું તરૂં; એક ચિત્ત કર ઉર ધ્યાન તિહારો હું લહું, ચંદ ચકોરા જેમ વિલોકન નિત ચહું ॥૨॥ જગન્નાથ જિનનાથ સાથ શિવપદ તણો, દુરિત હરણ શિવ કરણ જગત્રય મંડણો: મહારાજ ગુણવાદ વિમલમતિ ગાવતાં, જંપે મુનિ પ્રેમચંદ સુજસ સુખ પાવતાં ॥૩॥

## શ્રીમલ્લિનાથ સ્તવનમ્.

( નેહડલો ન કીજે નારી પરદેસિયાંકે,—એ દેશી. )

મુખડો નિહાલુ હો શ્રી મલ્લિનાથનોહો, જાણે શરદ પૂનિમનો ચંદ ભાવે ભવિજન મન ભલ પૂજતાં હો, દૂર ગમૈ દુખદંદ ॥૧॥ મુ૦ માહરે તુજ સમ કો નહિ જગતમેં હો, તેહથી એ અરદાસ; પતિત મુઝનૈ મનમૈ આંણુ નેહો, આપો શિવપદ વાસ ॥૨॥ મુ૦ જેહવી પ્રીતિજ માહરા ચિત્તમૈંહો, તેહવી તો ચિત્ત હોય; ભવજલનિધિનો તો પાર સુહે લહું હો, આગમ સાખી જોય ॥૩॥ મુ૦ દરસણ તૃષ્ણા રહે છે અતિ ઘણી હો, મલ્લિનાથ ન કરાય; કરમતણા પુંજ પોતે પાડુવાહો, તેહનો એજ સુભાય ॥૪॥ મુ૦ ભવ ભવ દેજ્યો તુમ્હચી ચાકરી હો, માંગું એજ પસાય; પ્રેમ પ્રતીતિ જગમૈ ઢૂકડી હો, જાણૈ સુદ્ધ સુભાય ॥૫॥ મુ૦

## શ્રીમુનિસુવ્રત જિનસ્તવનમ્.

( વખતા મારૂ ચાલોને મુરરે દેશ—એ ચાલ. )

પ્રભુજી ભેટયા મેં મુનિસુવ્રતસાંમિ, મનના હો મનોરથ આહરા સહુ ફલ્યા; પ્ર૦ દૂર દેસાંથી હું આયો ચાહ, અંતરના

વેરી હો માહરા સવિ ટલ્યા ॥ ૧ ॥ પ્ર૦ નિસદિન રહે છે તુમચોજી ધ્યાન, પરચ હો પ્રભુજી માહરા પૂરસ્યો; પ્ર૦ ચો ગઇ માંહિ ભમત, ભવ ભવના ફેરાહો પ્રભુજી ચૂરસ્યો ॥ ૨ ॥ પ્ર૦ સ્યાબાસી તો જિનરાજ, ઓલગ કરતાં હો એતા દિન ગયા; પ્ર૦ ન કરી છે કા બગસીસ, મનમેં તો જાણો હો મો પરિ અતિ મયા. પ્રે૦ ॥ ૩ ॥ જોવોજી સનમુખ આપ, તો મુઝ વિકસે હો હૃદય કમલ ઘણો, પ્રે૦ કેમ કરો છો નિજ ગુણ ઢીલ, સેવકને જાણી હો પ્રભુજી તુમ્હ તણો પ્ર૦ ॥ ૪ ॥ મન ગમતાની જો હોવૈ વાત, અંતર તો એવડો જિનજી ન રાખિયે, પ્ર૦ મુઝ હોવે કા તકસીર, શ્રી મુખ વચને હો તો કહ દાખિયે ॥ ૫ ॥ પ્ર૦ સેવકને તુમ્હચોજી જાણ, તો ભવસાગરનો તારણ કીજિયે; પ્ર૦ અરજ કરઇ છે મુનિ પ્રેમચંદ, નિત્યાનંદ પદ સુખ દીજિયે ॥ ૬ ॥ પ્ર૦

---

## શ્રીનમિનાથજિન સ્તવનમ્.

( મેણારી છે—એ દેશી )

નાથ નમીસર ભેટિયેરે, મનમેં મોહ અપારરે; સાહેબ નમીજી
દરસણ દીજે સેવકાંરે, વંછિત ફલ દાતારરે. સા. ॥ ૧ ॥ ના૦
ભવિયણ જે મન ભાવનારે, છો પ્રભુ સર્વના જાણરે; સા૦
તુમ્હ મુખ પુનિમ સસહરૂરે, ભવિયણ કુમુદ વિકસાંણરે સા૦ ॥૨॥ ના૦
જે નર તોને ભાવસુંરે, જપૈ સ્વામીનો જાપરે; સા૦
તે જીવાં આપણ પદ તણોરે, કરણ સહાયી આપરે સા૦ ॥૩॥ ના૦
સહુને વંછિત આપણોરે, જનમુખ એમ કહાયરે; સા૦
ગુનહો તો મુજમેં નહીરે, માંગું તે પદ દાયરે. સા૦ ॥૪॥ ના૦
સેવકની એ વીનતીરે, માંનેજ્યો મહારાજરે; સા૦
માનચંદ શિષ્ય પ્રેમચંદ રૂદારે, ગાયો ગુણનો સાજરે. સા૦ ॥૫॥ ના૦

---

## શ્રીનેમિનાથજિન સ્તવનમ્.

( નીંદ નેણાં બિચ ગુલ રહી—એ દેશી. )

નેમિ નગીનો માંરે મન વસ્યો, વસ ગયો પ્રભુ બ્રહ્મચારી હો;
સાહિબ મારા નેમિ૦
બહુલ હઠાસુ જી બ્યાહરો; ભયો હાંકારો નેઠહો; સા૦
પૂરવ પુણ્ય પ્રભાવતેં, આયા તોરણ હેઠહો. સા૦ ॥૧॥ નેમિ૦
વાડો વનચર જીવરો, ભરિયો દેખ્યો નેમિહો; સા૦
સારથિને પ્રભુ પૂછિયો, રોકયા એ પસુ કેમહો. સા૦ ॥૨॥ નેમિ૦
દાહિણ અંગ રાજુલ તણો, ફુરકયા તેણે વારહો, સા૦
તબ રાણી સહિયાંને પૂછવે, મત કહો વચન અસારહો. સા૦॥૩॥ને૦
રથ ફેરી ઘર આઈયા, વરસીદાન દિરાયહો; સા૦
ચારિત્ર મારગ આદરી, ચઢિયા જિનગિરિ રાયહો. સા૦॥૪॥ને૦
સુંદર વર તુઝ આંણુસ્યાં. એ કાલો છૈ શરીર હો; સા૦
દીસત કાલો ગુણ ઉજલો, જિમ જમુનાનો નીરહો. સા૦ ॥૫॥ને૦
નેમિજી મુગતિ વિરાજયા, પહિલી રાજુલ નારહો સા૦
પ્રેમચંદની વીનતી, માનજ્યો ગુણ ભંડારહો. સા૦ ॥૫॥ નેમિ૦

---

## શ્રીપાર્શ્વનાથજિન સ્તવનમ્.

( પૂરવ જાજ્યો—એ દેશી. )

આસો વાસો પાસ સુખાસો, ઉજલ ગુણ ભંડાર; મહિર કરો ભર લહર નિજરની, તારો જગદાધાર. ॥૧॥ મોહન મનના હો રાજ દરસત સુખ સુખ સરસ સનેહ—એ આંકણી૦ વામા નંદન સુર નર વંદન, તૂં તારક સિરતાજ; કામિત પૂરણ સુરઘટ સુરમણિ, જન પાલક જિનરાજ. ॥૨॥ મો૦ જનમન રંજન દુખ

નિકંદન, મુગતિ રમા દાતાર; ધ્યાન ધરે નરવર નિત હરખિત, તે પામે સુખસાર. ॥૩॥ મો૦ પર ઉપગારી તુમ્હચો સમરણ, હુંજ ધરૂં એક ચિત્ત; કેહને વિધ વિધ વિત્ત કહાવે, માહરે તુમે ગુણ વિત્ત ॥૪॥ મો૦ મોહનિ મૂરતિ મૂરતિ દેખત, ઉપજ્યો પરમ આનંદ; મંગલ માલ વિસાલા ઉલસી, સુખ વલ્લીના કંદ. ॥૫॥ મો૦ એ અરદાશ સુણો શ્રીસામી, સેવ કરૂં નિતમેવ; પ્રેમચંદ કર જોડી જંપે, ભવ ભવ તવ પય સેવ. ॥૫॥ મો૦

## શ્રીમહાવીરસ્વામી જિનસ્તવનમ્.

( દોરી ને દખિણુરી હો હંજા મારૂ ચાકરી—આ ચાલ. )

પૂજો ભવિયણ મનધર ભાવસું, સેવ્યાં સિવપુરવાસ; મારા જિનજી
નયણાં સુંદર જન મન ભાવતો, સોવન સમ તનુ ભાસ ॥૧॥ મા૦ પૂ૦
રાય સિદ્ધારથ ઘર સુંદરૂ, ત્રિસલા ઉદર અવતાર; મા૦
પ્રભુ મુખ દેખ્યા હો દુખ દૂરે ટલૈ, આપૈ નિધિ ભંડાર મા૦॥૨॥ પૂ૦
લંછન સિંહજી પ્રભુપદ સોહતો, સબલ વનેચર જીવ; મા૦
વંસ કમલ વણ વિકસણ દિણયરૂ, ધર્મ વધારણ સીવ. મા૦॥૩॥ પૂ૦
સેવ કરંતા હો જે નર તુમ્હની, તે નર નિજ પદ ભાવ; મા૦
જીવ ભવિકનાહો પ્રભુજી તુમ્હે અછો, તારણ તરણજ નાવ. મા૦॥૪॥ પૂ૦
વેરી આઠ હો પ્રભુ તુમ્હ જીપિયા, પ્રબલ કિયો એ કાજ; મા૦
જપ તપ સંજમ પ્રભુજી નિરવહ્યો, શત્રુ દલનનો સાજ. મા૦॥૬॥ પૂ૦
ઔર પરાક્રમ વીર કહાવતા, તુમ્હે કહાયા મહાવીર; મા૦
ચોસઠ ઇંદ્ર હો તુમ્હ પય કમલમેં, ભમર જ્યું રહ્યા નિરધાર. મા૦॥૬॥ પૂ૦
જિણવર આગે હો બારહ પરિખદા, દે દેસન દયા સાર; મા૦
અનંત સંસાર હો ભમતો હું ફર્યો, આવ્યો હું સરણાધાર. મા૦॥૭॥ પૂ૦
હરિહર દેવ હો નવિ ચિત્ત ધરે, સેવક તુમ્હચો જાણ; મા૦
પ્રભુ ઉંચ માન હો સૂત્રે એ કહ્યો, સાત હાથ અહિ નાણ. મા૦॥૮॥ પૂ૦

કલશઃ—એમ વીરજિણવર ભવિય સુખકર તિત્થંકર ચોવીસરો,
સબ આસ પૂર વિઘન ચૂરે સેવકાં મંગલ કરો,
નયરે વિરાજે વીકપુરવર સકલ સંઘ શિવ સુખકરો,
માનચંદ્ર સીસે પ્રેમચંદે ગાઇયો એમ જિનવરો ॥૯॥ ઇતિ.

---

## અથ શ્રીસિદ્ધચક્રજીનું સ્તવન.

### ઢાલ પહેલી.

" નમો નમો બંભવ્રયધારિણું "—એ દેશીમાં.

પ્રહસમે પ્રણમું પ્રેમથી, પાર્શ્વજિનેશ્વર પાઉં, હો વિનીત;
નમન કરી ગુરૂરાજને, સિદ્ધચક્ર ગુણ ગાઉં, હો વિનીત; ૧
નમો નમો નવપદને મુદા, સેવકને સુખકાર, હો વિનીત;
કલ્પવૃક્ષ સુરગવિ સમો, વાંછિત આનંદકાર, હો વિનીત. નમો૦ ૨
શ્રી અરિહંત પદને સ્તવું, જેહના ગુણ છે બાર, હો વિનીત.
ઋદ્ધિ સિદ્ધિ સેવત મિલે, નામથી જય જયકાર, હો વિનીત, નમો૦ ૩
દુષ્ટ દુર્જન દૂરે ટલે, પામે સુખ સમુદાય, હો વિનીત;
અરિહંત પદની સેવના, કેવલનાણ ઉપાય, હો વિનીત. નમો૦ ૪
સિદ્ધ નિરંજન ધ્યાઇએ, ચિદાનંદ ભરપૂર, હો વિનીત;
અનંત ચતુષ્ક અલંકર્યા, કર્મ કરી ચકચૂર, હો વિનીત. નમો૦ ૫
આતમ એક પ્રદેશમાં, ગુણ અનંતાનંત, હો. વિનીત,
વસ્તુ જ્ઞેયાનંતથી, અનુભવગમ્ય લહંત, હો વિનીત. નમો૦ ૬
રૂપાતીત સ્વરૂપને, ધ્યાવે મુનિ જિન ભૂપ, હો વિનીત.
કેવલજ્ઞાનના ભાવમાં, સાગર આત્મ સ્વરૂપ, હો વિનીત. નમો૦ ૭

### ઢાળ બીજી.

અભિનંદન જિન દરિસન તરસીએ—એ રાગ.

નવપદ નમનરે ભવિક સુહંકરં, ભાવ અપૂર્વ ચિત્ત આણી રે;

પરમ પહારથ પથ પંથી થઇ, ધ્યાવો ગુણ મણી ખાણી રે. નવ૦ ૧
ભવિક કમલ પ્રતિબોધ દિવાકરં, છત્રિશી છત્રિશ ગુણધારં રે;
પંચ પ્રસ્થાનાદિક વિદ્યાધરં, નમો નમો સૂરિ સુખકારં રે. નવ૦ ૨
અવિતથ સૂત્રાર્થ ઉભય સમર્પણે, નિરંતર મતિ ઉજમાલં રે;
ભવિમન ચકોર ઉલ્લાસન ચંદ્રમા, નમો ઉવઝ્ઝાય રસાલં રે. નવ૦ ૩
ચરણ કરણ ગુણ રત્ન રત્નાકરં, કર્મરજ હરણે સમીરં રે;
પંચમહાવ્રત સમિતિ ત્રિગુપ્તિવંતં, નમો મુનિવર ધ્યાન ધીરં રે. નવ૦ ૪
જિનોક્ત તત્ત્વે રૂચિરૂપ સમકિત, મોક્ષ તરૂ બીજ રૂપં રે;
અજ્ઞાન સંમોહ તમ નાશન રવિસમ, નમો નમો જ્ઞાન અનૂપં રે. નવ૦ ૫
ચારિત્ર મોહની ક્ષય ગુણ ઉત્પન્નં, ચેતન વિરતિ વિકાશે રે;
કઠિન કર્મ કરી નાશન કેશરી, તપગુણ પ્રણમો ઉલ્લાસે રે. નવ૦ ૬
નાગપુરીય વડતપગચ્છ દિનકરં, શ્રીભ્રાતૃચંદ્રસૂરિરાજં રે;
મુનિ સાગરચંદ્ર પ્રણમે ભાવસું, સિદ્ધચક્ર મહારાજં રે. નવ૦ ૭

---

## શ્રીપર્યુષણ પર્વની ઢાલો.

દુહાઃ—પ્રેમે પ્રણમું પ્રહસમે, ચરમ જિનેશ્વર વીર; હિતચિંતક સવિ જીવના, ગુણ સાગર ગંભીર ॥ ૧ ॥ શાસન નાયક સુખ કરૂ, અતુલિ બલ અરિહંત; કર્મ સબલ જે વારીને, પામ્યા જ્ઞાન અનંત ॥ ૨ ॥ કંચન વાન કર સાતનો, જગત્રાતા તનુમાન; મૃગપતિ લંછન શોભતો, શોભતો મહગજ માન ॥ ૩ ॥ ત્રિશલાનંદન જગ જયો, સિદ્ધારથ કુલચંદ; સહજ કલાનિધિ દુઃખહરૂ, સુરતરૂ સમ સુખ કંદ ॥ ૪ ॥

### ઢાલ પહેલી.

( હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો—એ દેશીમાં )
હાંરે મારે ગુણના દરિયા ભરીયા શ્રીઅરિહંતજો, ચૈત્ર માસની

રૂડી સુદિ ત્રયોદશી રે લોલ; હાંરે મારે જંગમતીરથ જનમ્યા જગગુરૂ સંતજો, દૂર ગયા દુઃખ હરખ્યા સુખમાં સહુ વસી રે લોલ ॥ ૧ ॥ હાંરે૦ વાયુ વાયા સુખકર દિશિ પ્રસન્નજો, નારકીયા જીવો પણ ક્ષણ સુખ તદા લહ્યું રે લોલ; હાંરે૦ માતા ત્રિશલા ગુણ વિમલા જગ ધન્યજો, જાયો રે જગદીપક જ્યોતીયે તમ ગયું રે લોલ ॥ ૨ ॥ હાંરે૦ દિશિ કુમરી ગુણ ભમરી જિન અરવિંદજો, આવી રે ગુણ ગાવી જિન જિન અંબના રે લોલ; હાંરે૦ ચોસઠ ઇંદ્રો મલીયાં અમરગીરીંદજો, મજ્જન કીધો ધારી ગુણ કદંબના રે લોલ ॥ ૩ ॥ હાંરે૦ જિનવર આગે સુરવર લાગે પાયજો, અંજલી જોડી કોડી સુર સાથે નમે રે લોલ; હાંરે૦ શક્ર સુરેંદ્ર દેવેંદ્ર સ્તવે જિનરાયજો, અષ્ટોત્તરશત થોઇ કરી નવી ઓપમે રે લોલ ॥ ૪ ॥ હાંરે૦ પૂજી પ્રણમી પામ્યા પરમાણંદજો, કરસંપુટે ગ્રહી જિનને ઘર ઠાવીયા રે લોલ; હાંરે૦ નમી ગયા ગુણવંતા સુરવર વૃંદજો, સહજકલાનિધિ પ્રભુ અખિલ મન ભાવિયારે લોલ ॥ ૫ ॥

## ઢાલ બીજી.

( સજની મોરી પાસ જિનેશ્વર પૂજોરે—એ. દેશી. )

સજની મોરી આજ આનંદ અપાર રે, સજની મોરી જન્મ્યા પ્રભુ સુખકાર રે; સજની મોરી તિર્યગ્જૃંભગ દેવા રે; સજની મોરી ઇંદ્ર હુકમે તતખેવા રે ॥ સ૦ ॥ ૧ ॥ સ૦ સિદ્ધારથ નૃપ ગેહ રે, સ૦ વરસાવે કંચન મેહ રે; સ૦ જન્મ ઓચ્છવ બહુ ભાંતે રે, સ૦ રાય કરે ખરી ખાંતે રે ॥ ૨ ॥ સ૦ વધામણા ઉછરંગે રે, સ૦ સ્વીકારી આપે ઉમંગે રે; સ૦ સ્વજન સંમેલન કીધો રે, સ૦ શ્રીવર્ધમાન નામ દીધો રે ॥ ૩ ॥ સ૦ અમૃત

પાને ઉછરતા રે, સ૦ આનંદ સહુને કરતા રે; સ૦ ચાર અતિશય-વંતા રે, સ૦ ગુણ ભર્યો છે અનંતા રે ॥ ૪ ॥ સ૦ દેહ સુંદર સુકુમાલ રે, સ૦ અર્ધશશી સમ ભાલ રે; સ૦ કાંને કુંડલ હોય સોહે રે, સ૦ નયણા દેખી મન મોહે રે ॥ ૫ ॥ સ૦ વદન કમલ સુપ્રસન્ન રે, સ૦ તનુ છે સોવન વન્ન રે; સ૦ મોતીનો નવસરો હાર રે, સ૦ કંઠે કંઠો મનોહાર રે ॥ ૬ ॥ સ૦ હૃદયે શ્રીવચ્છ અતિ દીપે રે, સ૦ તેજે શશી સૂર જીપે રે; સ૦ ભુજા વિશાલ બિરાજે રે, સ૦ ત્રણ જગમાંહે વીર ગાજે રે ॥ ૭ ॥ સ૦ હરિ કટી કંદોરો ધાર રે, સ૦ બાંહે બાજુબંધ સાર રે, સ૦ બલરૂપનો નવી પાર રે; સ૦ નિરખતા આનંદ અપાર રે ॥ ૮ ॥ સ૦ કૌતુક વિના પ્રેર્યો જાય રે, સ૦ ક્રીડા આમલકી કરાય રે; સ૦ દેવને ત્યાં જીતી લીધો રે, સ૦ મહાવીર નામ પ્રસિદ્ધો રે ॥૯॥ સ૦ યૌવન વય પ્રભુ વરિયા રે, સ૦ રાય રાણીને ચિત્તે ચડીયા રે; સ૦ યશોદા રાણી પરણાવે રે, સ૦ સંચિત ભોગ ખપાવે રે ॥ ૧૦ ॥ સ૦ લોકાંતિક સુર આવે રે, સ૦ વંદી ઉભા ગુણ ગાવે રે; સ૦ વિનવે દેવ શિર નામી રે, સ૦ સહજ કલાનિધિ સ્વામી રે ॥ ૧૧ ॥ સ૦ સકલ જીવહિતકારી રે, સ૦ પરમાર્થ પંથ વીચારી રે; સ૦ ધર્મ તીરથ વરતાવો રે, સ૦ ભવસાગર માંહે નાવો રે ॥ ૧૨ ॥

## ઢાલ ત્રીજી.

( મને સંસાર શેરી વીસરી રે લોલ—એ દેશીમાં. )

હું તો સેવું શ્રીવીરજિણંદને રે લોલ, જેથી દુઃખ જાયે સવી દૂરજો; સુખ સંપત્તિ સંપજે સેજમાં રે લોલ, થાય નવનિધિ હજુરજો, હું૦ ૧ માતપિતા તે સ્વર્ગે સિધાવીયારે લોલ, જ્યેષ્ઠ બંધુ નંદીવર્ધન રાયજો; સંમાનીય આણા લઇકરી રે લોલ, થયા ક્ષીણભોગી વીતરાગજો, હું૦ ૨ વર્ષીદાન

દીયે પ્રભુ પ્રહસમે રે લોલ, પ્રતિદિન ક્રોડ આઠ લાખજો; પહોર લગે ઇચ્છિત સહુને આપતા રે લોલ, પૂરે સર્વ સુરા સૂત્રે સાખજો; હું૦ ૩ જગ દારિદ્ર દુઃખ દૂરે હરી રે લોલ, પ્રભુ થયા દીક્ષાયે ઉજમાલજો; મહિપતિયે મ્હોટા ઓચ્છવે રે લોલ, કરી વરતાવ્યો મંગલ માલજો, હું૦ ૪ ભક્ત ઇંદ્રોયે તીર્થોદક ગ્રહી રે લોલ, સ્નપ્યો સ્વામી તણો લુસ્યો અંગજો, ગંધ માલ્ય અલં-કારે ભૂષિયા રે લોલ, દેખી ઉઠે ભક્તિના તરંગજો, હું૦ ૫ કાતિ વદ દશમિ વિજય મુહૂર્તે રે લોલ; ચંદ્ર પ્રભા શિબિકા રચાયજો; મધ્યભાગે સિંહાસન શોભતું રે લોલ, તેમાં બેસી ચાલ્યા જિન-રાયજો, હું૦ ૬ સુર નરવર નારી નાથના રે લોલ, ગુણ ગાવે ભાવે એકતાનજો; ક્ષત્રીકુંડ મધ્યે થઈ આવીયા રે લોલ, જીહાં જ્ઞાતખંડ ઉદ્યાનજો, હું૦ ૭ તરૂવર અશોક તરૂતલે રે લોલ, કરી છઠ્ઠભત્ત ચોવીહારજો; હસ્તુત્તરારિક્ષ ચંદ્ર યોગમાં રે લોલ, સ્વામી દીક્ષા લીયે સુખકારજો, હું૦ ૮ ભાવે ક્રોધાદિ દ્રવ્ય કેશ લુંચીને રે લોલ, થયા બાહ્યાભ્યંતર નિર્ગ્રંથજો; સાહ્ય વિના એકાકિએ સાધીયો રે લોલ, સવિજીવ સુખાકારી પંથજો, હું૦ ૯ મનપર્યવ જ્ઞાન ત્યાં ઉપજ્યું રે લોલ, ચઉનાણી કરે વિહારજો; પ્રભુ સહજ કલાનિધિ ગાવતાં રે લોલ, ભવસાગર તણો પામે પારજો, હું૦ ૧૦

## ઢાલ ચોથી.

( સાંભલરે તું સજની મારી રજની કયાં રમી આવીજી—એ દેશીમાં. )

શ્રીવીરજિણેશ્વર જગપરમેશ્વર, શાસનપતિ ઉપગારીજી; છદમસ્થપણે પ્રભુ ઉગ્ર તપકીનો, ઘોર પરિસહ ધારી; પ્રભુજી સુખકારી, ઉપગારી મહાવીર ભગવાન, પ્રભુજી સુખકારી ૧ એ આંકણી૦ ॥ નવ ચોમાસી છ દોયમાસી, એક માસી કરી બારેજી; દોય તિમાસી દોય અઢીમાસી, મહાભદ્રતપ દિન-

ચારે પ્ર૦ ૨ એક છમાસી પૂરણુ મૌની, દુજી પંચદિન ઉણીજી; બહુતેર પાસખમણુ કીયે પ્રભુજી, દોઢમાસી કરી દુજી ॥ પ્ર૦ ૩ છઠતપ દોયસે ઓગણુતીસ, દોય દિન પ્રતિમાભદ્રજી; અઠ્ઠમ તપ બારે કીના જિનજી, દિન દશ સર્વતોભદ્ર, ૪ તિનસો ઓગણુ-પચાસ પારણા દિન, સર્વ તપ જલબિન કીનોજી, અંતરમુહૂર્ત માત્ર પ્રભુ વીરકો, નિદ્રા પ્રમાદકાલ લીનો, પ્ર૦ ૫ ન નિત્યભક્ત ન ચઉથભક્ત, જઘન્યે છઠ આદરીઓજી; મંગલકારી એ તપ ધારી, સમતા ગુણુ ગણુ દરીઓ, પ્ર૦ ૬ પક્ષ અધિક સાડાબાર વરષે, પામ્યા છઉમથ પારોજી; સહજકલાનિધિ જગ ગુરૂ સાહિબ, ભવસાગરસે ઉધારો, પ્ર૦ ૭

---

## શ્રીસિદ્ધાચલ તીર્થરાજ સ્તવન

આજ આનંદ ધરી, સખીરી આજ આનંદ ધરી ( એ. આંકણી૦ ) શ્રીવિમલાચલ વિમલતીરથકી, સ્થાપના નિરખી ખરી; રોમ રોમ આનંદ ભયો મેરે, ભાવ સબ હૃદય ધરી ॥ સખીરી આજ૦ ॥ ૧ ॥ પુન્ય ઉદયસે દરિસણુ હોવે, નયનાનંદ ભરી; દ્રવ્ય ભાવસે પૂજન કરતે, અઘ સબ જાય ટલી ॥ સખીરી આજ૦ ॥ ૨ ॥ જંગમતીરથ પ્રથમનાથ પ્રભુ, એ ગિરિપર વિચરી; પૂરવ મુનિવર તીરથ સરણુકર, વર્યા મુક્તિપુરી ॥ સખીરી આજ૦ ॥ ૩ ॥ શ્રીસિદ્ધાચલ તીરથરાજકી, અપૂરવ રચના કરી; વિક્રમપુરવાસી પ્રભુ ગુણુ ધ્યાસી, ઉદયચંદ્ર ભાવ ધરી ॥ આજ૦ ॥ ૪ ॥ ઓગણિશ છિઉતેર આસોજ પૂનિમ, ભેટ્યા વિમલ-ગિરિ; શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વર સદ્‌ગુરૂ, ભવસાગરમેં તરી ॥ સખીરી આજ૦ ॥ ૫ ॥

## શ્રીઅષ્ટાપદતીર્થ સ્તવન.

( તું પરમેશ્વર મેરા અજિતજિન, તું પરમેશ્વર મેરા—એ. દેશી. )

અષ્ટાપદ નિત્ય વંદો હો ભવિ તુમે, અષ્ટાપદ નિત્ય વંદો ( એ આંકણી.) અષ્ટાપદ તીરથકો મહિમા, કહેતાં નાવે પાર; ભરતનરેશ્વર એ તીરથવર, સ્થાપ્યો ભવ્ય ઉદ્દાર ॥ હો૦ અ૦ ॥ ૧ ॥ સુવર્ણમય એ તીરથ સોહે, આઠ પાવડીઆધાર; બત્રિશ કોષકો ઉંચો હિશે, દરસને દુઃખ હરનાર ॥ હો૦ ભવિ૦ અ૦ ॥ ૨ ॥ ચોવીશ જિનવર માનવરણધર, સમનાસા સુખકાર; ઇણ ગિરિવર પર રિસહજિણેશ્વર, પામ્યા શિવસુખ સાર ॥ હો૦ ભવિ૦ અ૦ ॥ ૩ ॥ ચક્રિ સગર સાઠ સહસ પુત્રોને, રક્ષા કરી હીતકાર; જન્મ પૂરણકરી સ્વર્ગે સિધાવ્યા, ભક્તિ ભલિ રચનાર ॥ હો૦ ભવિ૦ અ૦ ॥ ૪ ॥ પુષ્પક નામ વિમાનમેં બેઠકે, રાવણ મંદોદરી નાર; અષ્ટાપદ તીરથકોં ફરસી, કીએ આતમ ઉદ્ધાર ॥ હો૦ ભવિ૦ અ૦ ॥ ૫ ॥ ગૌતમસ્વામી લબધિધામી, પ્રભુકા મુખ્ય ગણધાર, આતમ શક્તિ વ્યક્તિ કરકે, ભેટયા તીરથ જયકાર ॥ હો૦ ભવિ૦ અ૦ ॥ ૬ વિક્રમ ઓગણિશ છિઓતેર આસોજ, સુદિ પૂનમ ભલિ ધાર; વિકાનેરમેં ઓચ્છવ મહોચ્છવ, દેખત આનંદ અપાર, હો૦ ભવિ૦ અ૦ ॥ ૭ ॥ શ્રાવક કુલ દીપક મેઘરાજ સુત, ઉદયચંદ્ર મનોહાર; અષ્ટાપદતીરથ રચનાકર, વર્તાયો જય જયકાર, હો૦ ભવિ૦ અ૦ ॥ ૮ ॥ નાગપુરીય વડ તપગચ્છ ધોરી. શ્રીભ્રાતૃચંદ્રસૂરિ સાર; એ તીરથકી સ્તવના કરતા, લહો ભવસાગર પાર, હો૦ ભવિ૦ અ૦ ॥ ૯ ॥ ઈતિ.

## અથ શ્રીચૈત્યવંદનો.

( ૧ )

શ્રીપાર્શ્વનાથો ભવપાપતાપ,—પ્રશાંતધારાધરચારુરૂપઃ ॥
વિઘ્નૌઘહંતા પ્રણતોરગેંદ્રઃ, સમસ્તકલ્યાણકરો જિનેંદ્રઃ ॥૧॥

## ૨ શ્રીસિદ્ધચક્ર ચૈત્યવંદન.

સિદ્ધચક્ર પ્રણમું મુદા, પરમાણંદ પ્રકાશ;
આલંબનથી ઉપજે, આત્મજ્યોતિ ઉલ્લાસ. ૧
ચિત્તસમાધિ કારણું, ધ્યાતા ધ્યાન વિકાશ;
સિદ્ધચક્ર આરાધતાં, પામે શિવપદ વાસ. ૨
અવસર પામી સેવતા, ગુણગણનો આવાસ;
ભવસાગરથી તારજો, ભવોભવ હું તુંમ દાસ. ૩ઈતિ.

### ૩

આજ સફલ દિન માહરો, જન્મ કૃતારથ આજ;
મેં ભેટયા ભવભયહરણ, સિદ્ધચક્ર મહારાજ ॥૧॥
અરિહંત સિદ્ધ સૂરિવરા, વાચક મુનિ સુખકાર;
સમ્યગ્ દરિસણ જ્ઞાન ચરણ, તપ નવપદ મનોહાર ॥૨॥
બાર આઠ છત્તિસ ગુણ; પચવીસ સત્યાવીસ;
પરમેષ્ઠી પદ પાંચકા, ગુણ સમરો નિશદિશ ॥૩॥
અડસઠ એકાવન કુનિ, સિત્તેર ઓર પચાસ;
ભેદ ભલી પરે ધ્યાવતા, દરિસન આદિ વિકાશ ॥૪॥
શ્વેત રક્ત પીત નીલ શ્યામ, વર્ણ પંચ પદ ધાર;
ઉજ્વલ વર્ણે ધ્યાઈયે, દરિસનાદિક પદ ચાર ॥૫॥
મંડલકી રચના રચી, અપૂરવ અતિ મનોહાર;
ધર્મ ઉદય હૃદયે ભયો, શિવસુખકો કરનાર ॥૬॥
સિદ્ધચક્ર મંડલ કમલ, ધ્યાવે ધ્યાન ઉદાર;
ભવ પાતકકો દૂર કરે, કરે આતમ ઉદ્ધાર ॥૭॥
સિદ્ધચક્રકે ધ્યાનસેં દુખ દોહગ મીટ જાય;
સુખસંપત ઘટમે વધે, આતમ ગુણ વિકસાય ॥૮॥

શુદ્ધ ભાવસેં ધ્યાવતા, અનુભવ પદ દાતાર;
સહજકલાનિધિ વંદના, ભવ સાગર હરનાર ॥૯॥ઇતિ.

## ૪ શ્રીપરમેષ્ઠિ ચૈત્યવંદન.

બારગુણે અરિહંત દેવ, પ્રણમિજે ભાવે;
સિદ્ધ ગુણ આઠે સમરતા, દુઃખ દોહગ જાવે ॥૧॥
આચારિજ છત્રિશ ગુણે, સોહે અતિ સુખકાર;
ઉપાધ્યાય પચ્ચીસ ગુણે, પ્રણમંતા જયકાર ॥૨॥
સાત વિસ ગુણે મુનિવરૂએ, આઠ અધિકશત ધાર;
પરમેષ્ઠિ ગુણે ધ્યાવતા, કરે ભવ સાગરપાર ॥૩ઇતિ॥

## ૫ શ્રીજિનેશ્વર ચૈત્યવંદન

જય જય તું જિનરાજ આજ, મલિયો મુઝ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ જન વિશરામી ॥૧॥
જ્ઞાન ચતુષ્ટયીવંત તું મુઝ અંતરજામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવ લીલા પામી ॥૨॥
સિદ્ધ બુદ્ધને વંદતા, સકલ સિદ્ધિ વર બુદ્ધિ;
ચેતન પ્રભુધ્યાને રમે, પામે નિજગુણ રિદ્ધિ ॥૩॥
કાલ અનંતા ભવ ભમી, પામી નર ભવ સાર;
જગ તારક પ્રભુ તું મીલ્યો, કર ભવસાગર પાર ॥૪॥ ઇતિ

## ૬

ત્રિજગનાયક તું ધણી; મહામોટો મહારાજ;
મોટે પુન્યે પામીયો, તુમ દરીસણ હું આજ ॥૧॥
આજ મનોરથ સવિ ફલ્યા, પ્રગટયા પુન્ય કલોલ;
પાપ કર્મ દૂરે ટલ્યા, નાઠા દુખ દંદોલ ॥૨॥
સુખદાઇ પ્રભુ તું વડો, તુમ સમ અવર ન કોય;

કર્મ મેલ દૂરે કર્યા, પામ્યા શિવપદ સોય ॥૩॥
કલ્પવૃક્ષ ને કામકુંભ, પૂરે મનના કોડ;
પ્રભુ સેવાથી તે મિલે, જો મનસા હોય અડોલ ॥૪॥
પ્રભુ સેવા ભાવે કરે, પ્રેમ ધરી મનરંગ;
દુઃખ દોહગ દૂરે ટલે, પામે સુખ મનચંગ ॥૫॥ઇતિ.

## ૭ શ્રીજિનેંદ્ર ચૈત્યવંદન

જીવડા જિનવર પૂજીયે, જિન પૂજ્યાં સુખ થાય;
દુખ દોહગ દૂરે ટલે, મન વંછિત ફલદાય ॥૧॥
જ્ઞાનાવરણી ક્ષય કરી, દર્શનાવરણી કર્મ;
વેદની કર્મ દૂરે કરી, ટાલ્યું મોહની કર્મ ॥૨॥
નામ કર્મ ને આયુ કર્મ, ગોત્ર કર્મ અંતરાય;
અષ્ટકર્મ તે એણી પરે, દૂરકર્યો મહારાય ॥૩॥
દોષ અઢારે ક્ષય ગયા, અને પ્રગટયા ગુણ અનંત;
અંતરંગ સુખ ભોગવો, નિશ્ચલ ધીર મહંત ॥૪॥
ત્રણ ભુવનમાં તું વડો, તુમ સમ અવર ન કોય;
ઇંદ્ર ચંદ્રને ચક્રવા, તુજ પદ સેવે સોય ॥૫॥
પૂજા કરતાં પ્રાંણીયા, પોતે પૂજનીક હોય;
આભવ પરભવ સુખ ઘણા, તસ તોલે નહિ કોય ॥૬॥ ઇતિ

## ૮ શ્રીસિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

શ્રીસિદ્ધાચલ મંડણો, આદિજિનેશ્વર રાય;
અવિચલ સુખદાયક પ્રભુ, પ્રણમું મન વચ કાય. ૧
શુદ્ધ ભાવથી સેવના, પ્રભુ ચરણોની થાય;
પારસમણીના સ્પર્શથી, ચેતન કનક હો જાય. ૨
વિમલાચલને વંદતા, વિમલમતિ પ્રકટાય;

વિમલાચલ ગુણ આતમા, વિમલાચલ ગુણ ગાય. ૩
એ ગિરિરાજને સેવતાં, પાંડવને શુકરાય;
થાવચ્ચા શેલગમુનિ, શાસ્વત સ્થાન સિધાય. ૪
અપૂર્વભાવ જ્યાં ઉલ્લસ્યો, સુદ્ધિ વૃદ્ધિ આહાય;
ગ્રંથી ભેદ થયો તદા, આતમ અતિ ઉલસાય. ૫
સમ્યગ્ દર્શન પામતાં, ભવ ભાવઠ દૂર જાય;
પરમાનંદ પ્રગટે તદા, સાગરમાં ન સમાય. ૬ઇતિ.

## ૯ શ્રીશાંતિનાથ ચૈત્યવંદન.

જય જય શાંતિ જિણંદ દેવ, હથિણાપુર સ્વામી;
વિશ્વશેન કુલચંદ સમ, પ્રભુ અંતરજામી ॥૧॥
અચિરા ઉરસર હંસવર, જિનવર જયકારી;
મારી રોગ નિવારિને, કીર્તિ વિસ્તારી ॥૨॥
સોલમા જિનવર સેવિયેએ, સેવત સુખ દાતાર;
કરૂણાનિધિ કરૂણા કરી, હર સાગર સંસાર ॥૩॥ ઇતિ

## ૧૦ (૨)

અજ અવિનાશી આપ્ત ઇશ, અકલંક અરૂપી;
સિદ્ધ બુદ્ધ ભગવંત તું, અનંતજ્ઞાન સ્વરૂપી. ૧
તુજ સ્વરૂપ મુજ મન વિષે, ધ્યાવું અહનિશ દેવ;
ચંચલ ચિત્ત થીર નવિ રહે, અનાદિ કર્મની ટેવ. ૨
શાંતિ જિનેશ્વર સાહિબાએ, વિનતિ એ અવધાર;
વારંવાર વંદન કરૂં, કર ભવસાગર પાર. ૩ ઇતિ.

## ૧૧ શ્રીમલ્લિનાથનું ચૈત્યવંદન.

આજ શુભોદય માહરો, ભેટયા શ્રીભગવંત;
વંદન કરૂં હું ભાવશું, મલ્લિનાથ ગુણવંત. ૧

પાપ તિમિર અલગા થયા, શરણે આવ્યો આજ;
કરૂણાનિધિ કરૂણા કરી, તારો ગરિબનિવાજ. ૨
યોગક્ષેમંકર સાહિબાએ, આત્મતણા આધાર;
તુજ ગુણ સાગર સમ કહ્યા, કોઇ ન પામે પાર. ૩ ઇતિ.

## ૧૨ શ્રીનેમનાથનુ ચૈત્યવંદન.

ગિરનારે શ્રીનેમિજિન, બાલ બ્રહ્મચારી;
યોગીશ્વર તુજ ધ્યાનથી, પામે શિવનારી. ૧
વંદન પૂજન પ્રભુ તણો, ભવો ભવ સુખકારી;
અષ્ટ મહા ભય દૂર હરે, મહિમા જસ ભારી. ૨
હું તુજ શરણે આવિઓએ, ભવસાગરથી તાર;
સેવક વંછિત કલ્પતરૂ, ધરિઓ હૃદય મઝાર. ૩ ઇતિ.

## ૧૩ ( ૨ )

સમુદ્રવિજય કુલચંદ નંદ, શિવાદેવી જાયા,
યાદવ વંશ નભોમણી, સૌરીપુર ઠાયા ॥૧॥
બાલ થકી બ્રહ્મચર્ય ધર, ગત માર પ્રચાર;
ભોક્તા નિજ આત્મિક ગુણ, ત્યાગી સુખકાર ॥૨॥
નિઃકારણ જગ જીવનો એ, આશાનો વિસરામ;
દીન દયાલ શિરોમણી, પૂરણ સુર તરૂ કામ ॥૩॥
પશુ પોકાર સુણી કરીએ, છાંડી ગૃહસ્થા વાસ;
તત ખિણ સંજમ આદરિ, કરી કર્મનો નાશ ॥૪॥
કેવલ શ્રી પામી કરિએ, પોતા મુગતિ મઝાર;
જન્મ મરણ ભય દાલિને, કર ભવ સાગર પાર ॥૫॥ ઇતિ

## ૧૪ શ્રીપાર્શ્વનાથ ચૈત્યવંદન.

પ્રેમે પ્રણમું પ્રહસમે, પાર્શ્વજિનેશ્વરદેવ;
મૂરતિ શાંતિ દાયિની, અહનિશ કરે તસ સેવ ॥૧॥

શાંત સુધારસ ઝીલતી, મુદ્રા મોહનગારી;
આણુ વહુ પ્રભુ તાહરી, કર ભવજલપારી ॥૨॥
તુજ મૂરતી મન રતિ કરે, શાસ્વતા સુખની એહ;
અશ્વસેન વામા કુળે, નભ મણી ગુણ મણી ગેહ ॥૩॥
જગ ચિન્તામણી જગ ગુરૂ, જગ બંધવ જગ ભાણુ;
સેવક ઉદ્ધરી આપનો, કરજો આપ સમાન ॥૪॥
સાયર દેખી ચંદ્રને, ભરતિ કરી મકલાય;
સહજ કલાનિધિ આપને, નિરખિ ચિત્ત હરખાય ॥૫॥ ઇતિ

## ૧૫ ( ૨ )

જય જય જગદાનંદ પ્રભુ, જગગુરૂ જગદાધાર;
જગ બંધવ જગ સત્થવાહ, જગ જન તારણહાર. ૧
શ્રીશંખેશ્વર સાહિબા, સામલિયા સુખકાર;
ચિંતિત ચિંતામણી ધણી, સેવક જન દાતાર. ૨
સ્વામિ શરણે આવિઓ એ, શરણાગત સાધાર;
શાંત સુધારસ સાગરં, વંદું વારંવાર. ૩ઈતિ.

## ૧૬ શ્રીમહાવીરસ્વામીનું ચૈત્યવંદન.

બારગુણે શોભિત છે, જગમાં તું જિનરાય;
વર્ધમાન પ્રભુ વંદતા, કંચન વરણી કાય. ૧
પ્રાતિહાર્યથી દીપતાં, સહજ અતિશય ચાર;
અગિઆર પ્રગટે કર્મક્ષયે, ઓગણિશ સુરકૃત ધાર. ૨
ચોત્રિશ અતિશયે શોભતાં, વાણી ગુણ પાંત્રિશ;
અનંત ચતુષ્ટય સંપદા, પામ્યા શ્રીજગદીશ. ૩
નિજગુણમાં રમતા સદાએ, શાશ્વત સુખમાં લીન;
ગુણ સાગર પ્રભુ તારજો, સેવક શરણાધીન. ૪ઇતિ.

( ૨ )

આજ શુભોદય માહરો, કરૂણાનિધિ દીઠા;
આનંદ ઉરમાં ઉછલ્યો, કર્મ ગયા ધીઠા. ૧
અહો પ્રભુ મુદ્રા પેખતાં, શાંતરૂપ સુખકાર;
ભાવ વીર મુજ સાંભરે, અનંતગુણ ભંડાર. ૨
ચિત્ત સમાધિ કારણે એ, પ્રભુ તુજ ધ્યાન આધાર;
અવ્યાબાધ સુખદાયકં, ભવસાગર હરનાર. ૩ઇતિ.

( ૩ )

શ્રીવીરજિનેશ્વર વંદિયે, શાસનપતિ જિનરાય;
વિઘ્ન સમૂહ દૂરે ટલે, જેના ચરણ પસાય. ૧
ધ્યાન ધરૂં એક આપનું, અવર ન માનું આણ;
ભવ ભવ ભમતા પામિઓ, ચરણકમલ જગભાણ ૨
આનન આનંદિત સદાએ, સોવનવર્ણ શરીર;
બહુતેર વર્ષ આયુ પ્રભુ, પામ્યા ભવોદધિ તીર. ૩
પંચાનન લંછન ભલું સાત હાથ તનુ માન.
સિદ્ધારથ નૃપ કુલ તિલક, ત્રિશલા સુત ભગવાન. ૪
અશોકવૃક્ષ સુરપુષ્પવૃષ્ટિ દિવ્યધ્વનિ ચામર.
સિંહાસનવર ભામંડલ, દુંદુભિ છત્ર સુખકર. ૫
પ્રાતિહારજ આઠ એ, સુરવર કૃત જાણ
ભાવ તીર્થંકરપણે સદા, નિર્મલ કેવલનાણ. ૬
અપાયઅપગમ અતિશય, વળી પૂજાતિશય;
જ્ઞાનાતિશયે શોભતા, વચનથી કરે નિર્ભય ૭
બાર ગુણે જગ જીવના, અંતર અઘ મલ હર
અવ્યય પદ અર્થી સદા, સેવે ગુણ સાગર. ૮ ઇતિ.

## ૧૭ શ્રીપર્યુષણાપર્વનું ચૈત્યવંદન.

અરિહંત ઉપકારી પ્રભુ, સકલ જીવ સુખકાર;
શાસનપતિ ચોવીસમા, ભવોદધિ તારણહાર. ૧
શ્રીમહાવીર જિનેશ્વરે, ભાખ્યો ભવિ હિતકાર;
સર્વ પર્વમાં શ્રેષ્ટતમ, પર્વ પજ્જુસણ સાર. ૨
અહો શ્રીવીર દયાલુતા, રક્ષા નિમિત્ત ષટ્ કાય;
આદરવા શુદિ પંચમી, પર્વ પજ્જુસણ હોય. ૩
શ્રીજિન વીરે આદર્યું, ગણધર તેહિજ ધાર;
આચારજ ઉવજ્ઝાય મુનિ, વરતી લહે ભવપાર. ૪
ત્રણે લોકની સંપદા, જેમ કોઇ લહી હરખાય;
પ્રભુ આજ્ઞાથી નિકટ ભવિ, અધિક આનંદિત થાય. ૫
નિમિત્તવાસી જીવડો, અશુભ નિમિત્ત ભટકાય;
શુભ નિમિત્ત પામી કરી, ચેતન સુખીઓ થાય. ૬
ત્રણે કાલ આરાધતા, ધ્યાતા ધ્યેય સ્વરૂપ;
પ્રગટે સાગર સમ ગુણો, ચિદાનંદ ઘનરૂપ. ૭ ઇતિ૦

---

## અથ શ્રી સ્તુતિઓ.

( હરિગીત )

અષ્ટાપદે શ્રી આદિજિનવર વીર પાવાપુરી વરૂં,
વાસુપૂજ્ય ચંપાનયરી સિદ્ધાનેમ રૈવત ગિરિવરૂં.
સમેતસિખરે વિશ જિનવર મુક્તિ પોહોતા મુનિવરૂં,
ચોવીશ જિનવર નિત્ય વંદુ સમર સંઘે સુખકરૂં. ૧

(સમાપ્ત.)

# બે-બોલ.

આ સ્તવન સંગ્રહની ચોવીશીઓ હસ્તલિખિત પ્રતો ઉપરથી બનતી કોશિશે શુદ્ધ કરાવી છપાવેલ છે. તેની જુની ગુજરાતી ભાષા, રાગ, દેશીઓ વિગેરે જેમ હતા તેમજ કાયમ રાખેલ છે.

પહેલી સ્તવન ચોવીશી ( પાનું ૧ થી ૧૭ સુધી ) ના કર્તા શ્રીમના-ગપુરીય વૃહત્તપાગચ્છાધિરાજ શ્રીવાદિદેવસૂરિની પરંપરામાં થએલ યુગપ્રધાન શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વર સંતાનીય શ્રીકનકચંદ્રસૂરીશ્વરના શિષ્યોપાધ્યાય શ્રીભા-નુચંદ્રજી, તેમના શિષ્ય વાચકવર શ્રી વખતચંદ્રજીના તેમના શિષ્ય વિક્રમના ૧૮ મા સૈકામાં થએલ મહામહોપાધ્યાય શ્રીસાગરચંદ્રજી મહારાજ છે.

બીજી ચોવીશી (પૃષ્ટ. ૧૯ થી ૩૨ સુધી) મહામહોપાધ્યાય શ્રીકર્મચંદ્રજી મુનિરાજે વિ. સં. ૧૭૯૪ ના ફાગુણ માસમાં વિકાનેર મધ્યે રચેલ છે. તેઓશ્રી ઉપરોક્ત ગચ્છના શ્રીવાદિદેવસૂરિની પરંપરામાં થએલ શ્રીજયચંદ્રસૂરિના શિષ્ય વાચનાચાર્ય શ્રીપ્રમોદચંદ્રજીના શિષ્ય હોવા જોઈએ. તે નામના જુદાજુદા ઉપાધ્યાયો થએલા છે. તોપણ સંવતના આધારે તેઓ તેમના શિષ્ય હોય એમ જણાય છે.

ત્રીજી ચોવીશી ( પૃષ્ટ ૫૩ થી ૬૬ સુધી ) ના કર્તા ઉપરોક્ત ગચ્છના શ્રીરાજચંદ્રસૂરિના શિષ્ય વાચકવર શ્રીમાનચંદ્રજીના શિષ્ય મહામહોપાધ્યાય શ્રી પ્રેમચંદ્રજી મુનિરાજ છે. આના ઉપરથી એમ તારવી શકાય કે તેઓ વિ. સં. ૧૬૫૦ ના અરસામાં થયા હશે.

આ ચોવીશીઓ ઉપરાંત કેટલાંક છુટક મનોરંજક સ્તવનો તથા ચૈત્ય-વંદનો પણ છે.

આ ચોવીશીઓ તથા સ્તવનો શુદ્ધ કરાવી લખાવવામાં તથા તેના પ્રુફ વિગેરે તપાસવામાં જે સહાય મુનિમહારાજ શ્રીસાગરચંદ્રજીએ આપેલ છે તે માટે તેઓશ્રીનો ઉપકાર માનવાની આ તક લઉં છું.

લખવા સંબંધીનો ખર્ચ વિકાનેરવાસી, જ્ઞાનગુણવૃદ્ધિના પ્યાસી સુશ્રાવક બાબુજી આદરમલજી જસકરણજી રામપુરીઆએ આપેલ છે માટે તેમનો તથા આ પુસ્તક છપાવવામાં સહાય કર્તાઓના અત્રે આભાર માનવામાં આવે છે.

ગાંધીજીની જન્મ તિથિ સં. ૧૯૭૭

લી. મયાભાઈ ઠાકરશી શાહ બી. એ.

રાજનગર ( શામળાની પોળ )

# પ્રભુપ્રાર્થના.



( શાર્દૂલવિક્રીડિત વૃત્તમ્ )

પૂર્ણાનન્દમયં, મહોદયમયં, કૈવલ્યચિદ્દૃઙ્મયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકીશ્રીમયમ્;
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં સ્યાદ્વાદવિદ્યાલયં,
શ્રીસિદ્ધાચલતીર્થરાજમનિશં, વંદેઽહમાદીશ્વરમ્ ॥ ૧ ॥

( વસન્તતિલકા વૃત્તમ્ )

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ !,
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય;
તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય ॥ ૨ ॥

( શાર્દૂલવિક્રીડિત વૃત્તમ્ )

નિત્યાનંદપદપ્રયાણસરણી, શ્રેયોઽવનિસારિણી,
સંસારાર્ણવતારણૈકતરણી વિશ્વર્દ્ધિવિસ્તારિણી;
પુણ્યાંકુરભરપ્રરોહધરણી વ્યામોહસંહારિણી,
પ્રીત્યૈ કસ્ય ન તે ત્રિલોકાર્તિહરણી, મૂર્તિર્મનોહારિણી ॥ ૩ ॥